# વિરાટની ઝાંખી

[ હેરાળજી પરમાર ]



રેંટિયા બારશ
૧૯૮૫



# વિરાટની ઝાંખી

૧

પ્રેમાત્મનો સત્ય પ્રકાશપુંજ
સંસારની સૌ દિશમાં ઉડંતો—
અંધારઘેરો સહસા ઉડંતો—
સોહાગ શોભી નવ વિશ્વકુંજ.

આ કંકુવર્ણો નભ રંગમાયા
સૌન્દર્યરૂપે નવલી જ ભાત,
ને સ્વસ્તિકોનાં કિરણ પ્રભાત;
આ સૌમ્ય ને ઉજ્જ્વલ તેજછાયા.

ઉડીખી ભરે અંતરપ્રાણપક્ષી
આ સૃષ્ટિનો ચોક વિશાલ ગાને,
નક્ષત્ર કે તન્મય એકતાને;
રહેતું સદાકાળ તિમિર ભક્ષી.

## (૪)

શું શક્તિઓ ખંજરીઓ વજાડે
ગાઈ રહી કેમ વિરાગગીત !
ને સચ્ચિદાનંદ વળી અતીત
શું વિશ્વપ્રેમી પ્રિયને જગાડે !

તેજસ્વિતાની ય વિવેકલેખા
દોરાયલી તારકની રજે જે,
પ્રારબ્ધ શું રમ્ય અનંત છે તે:
બ્રહ્માંડના ભેદની ભવ્ય રેખા.

ને વિશ્વ કેરો નટ કો વિરાટ
આરંભતો છેક અનંગ નૃત્ય,
સંચારતો શું સ્થિતપ્રજ્ઞ સત્ય;
ઝૂમી રહ્યો ખંડિત પ્રેમઘાટ.

જો ! થનગને ઊર્મિલ ભૂતસંઘ
ને ચાલતું તીવ્ર વિવર્તચક્ર,
તૂટે ન છૂટે લવ તત્ત્વ વક્ર;
સૌએ શમે પાર્થિવ સ્થૂલ સંગ.

ગર્જે છે શો ગૂઢ મહાન કાલ
ને ચંડ દ્વન્દ્વે ઉછળે છે અબ્ધિ,
તેમાં તરે લક્ષગણાં શતાબ્દ;
વચ્ચે રમે એકલ બ્રહ્મબાલ.

૨

આંસું જ રેલે તહીં મુક્ત હાસ્ય
વેરાય સૌએ જગ મૌક્તિકો તે,
ને તેજછાયા ફરતી ત્રિલોકે;
ને સૌમ્ય ભાસે અવિકારી આસ્ય.

સ્ફુલ્લિંગ શું જે સ્વ-અધીન ચિત્ત
ભાવેભરી સંસ્થિત રમ્ય પ્રજ્ઞા,
સાક્ષાત દેવી જ સ્વભાવજન્યા;
યોગીન્દ્ર સેવે નિજ યોગવિત્ત.

છે ભક્તિની કર્મક મૌનવાણી
દારિદ્ર્યને કાજ દરિદ્ર શૂદ્ર,
જ્ઞાને ન એને પરમાણુ ક્ષુદ્ર;
છે એકલો જીવનચક્રપાણિ.

સત્યોતણો જે સહકારભોગી
મોહે નમેરા નગ શો હઠીલો,
ગીતાતરૂ શો બહુ શાખ-નીચો;
તો યે રહ્યો અમૃત રાજયોગી.

પોષી રહ્યો શાશ્વત લોકતત્ત્વ
ડારે છો જે રાવણવાસનાને,
રક્ષે છો શ્રી રામની ભાવનાને;
જીવાડતો તે ક્ષયમાંહ્ય સત્ત્વ.

ભાંગ્યા વિનાનું સઘળું સુધારે
કે જીર્ણ શા ભીતરમેલ સોધે,
કે અંતરોને પળમાં પ્રબોધે;
સંજીવની સાત્વિકતા વધારે.

સૌ ધર્મકેરૂં નવનીત ધારે
અંગાંગમાં માનવધર્મ પૂરો,
ને ભૂતયજ્ઞે ય અદમ્ય શૂરો;
ઝીલી રહ્યો રાષ્ટ્ર જ સૂત્ર-તારે.

એ તો નવો જીવનરાસધારી
જીત્યો ગતિ શબ્દ સુગાન રંગ,
જાણી ગયો સાન્ત વિશે અનંત;
એવો અલૌકિક કલાવતારી !

૩

સ્વાતંત્ર્યનો સૈનિક સત્યસજ્જ
આદર્શજીવી વર દેશનેતા,
સ્વચ્છંદિતાનો બનિયો વિજેતા;
ને દૈત્યનું અમૃતતુલ્ય વજ્ર.

ગાર્હસ્થ્યનો તે પતિ ને પિતા તે
સૌરાષ્ટ્રનો નાગર હિંદભક્ત, ૭૦
આચાર્ય છે શિક્ષક નમ્ર સંત;
સંપૂર્ણ ધીરો પુરુષાર્થ જાણે.

જે દિવ્ય કો આતશથી પ્રચંડ
ધૈર્યે દિપે છે હિમશીત શાન્ત,
ને સંયમે નિશ્ચલ શૂર દાન્ત;
પ્રારબ્ધનો વર્ધક એ અખંડ.

(૮)

આ સાગરે એ છે વડો સુકાની
જે જાળવે સૌ સફરે જહાજ,
સંભાળતો જે શઢમાં સ્વરાજ;
ના લેશભારે પદનો ગુમાની.

અસ્પૃશ્ય ચિત્તો બહુ સ્પૃશ્ય કીધાં
ચારિત્ર્યના પાવક યજ્ઞજ્યોતે,
સંબંધની ધાતુ વિશુદ્ધ હોમે;
અજ્ઞેય તત્ત્વો ત્યમ જ્ઞાત કીધાં.

ઉંચાં ન નીચાં–સમ જીવજંતુ
સર્વોદયે પાલક સાવધાન,
કલ્યાણનો યાત્રિક એકધ્યાન,
એકાગ્ર રાષ્ટ્રી પણ વિશ્વબંધુ.

કાર્યો કરે કૈંક કરોડ હાથે
જોઈ રહ્યો કૈંક કરોડ આંખે,
ઊડી રહ્યો કૈંક કરોડ પાંખે;
ચાલે લઈ કૈંક કરોડ સાથે.

કૈં અંતરો આત્મબળે ઉઠાડે
શ્રદ્ધાવિહોણાં કરતો સુભક્ત,
દર્દી દુ:ખી દુર્બળ ને અશક્ત;
ને કૈં અપંગો ઉરનાં ઉપાડે.

૪

એ તો મહા ઘોર વિરોધભાસ
શું બ્રહ્મ એ વૈશ્ય પ્રમાણઅંધ ?
શું સર્વથા પાગલ કે વિપ્રજ્ઞ ?
એ તો મહા ક્રૂર વિરોધભાસ.

એ સર્વ છે—નહિ વિરોધભાસ
એ પૂર્ણ છે—છેક નથી ય પૂર્ણ,
એ એક છે – છે સઘળો ય શૂન્ય;
જીવાત્મનો અદ્‌ભુત એ વિકાસ.

એ પૂર્વનો ભાસ્કર સર્વ સાન્તે
એ છે ક્ષણે ક્ષણે ઉગંતો,
એ છે અણુએ અણુએ વિશંતો;
બ્રહ્માંડમાં નિર્ભર પ્રાન્તપ્રાન્તે.

એ તો મહાપ્રાણ સ્વરાજ્યસિદ્ધ
માંડ્યો અહિંસામય લોકયજ્ઞ,
પૌરૂષ એ તો પરમાર્થમગ્ન;
છાનો નથી – સર્વ પ્રજા વિશિષ્ટ.

છેદે છે બન્ધો સ્થળકાળકેરાં
દેહે રહીને ચરતો વિદેહી,
વાત્સલ્યનો સૂક્ષ્મ અલિપ્ત સ્નેહી;
જોઈ રહેલો જળ યોગઘેરાં.

પ્રાણામૃતે લોકહિતે પ્રવૃદ્ધ
નિષ્કામનો પ્રેરક એ અ-કામી,
નામાભિધાને ય છતાં અ-નામી;
એ તો સદાનો શિવ છે પ્રબુદ્ધ.

... ... ...

આંખી થઇ જીવનધુમ્મસોમાં
છાયા ગ્રહી તે–નહિ સ્વસ્થ મૂર્તિ,
જો દર્શને કોદિ' થવી જ 'પૂર્તિ';
તો ઐક્ય વાસે મનુમંદિરોમાં.

**इति शम् ।**

મુદ્રક: ઇન્દ્રવદન બ. ઠાકોર
'પ્રજાબંધુ' પ્રિન્ટિંગ વર્ક્સ
ખાડીયા જેઠાભાઈની પોળ, અમદાવાદ.

પ્રકાશક: દેશળજી કાનજી પરમાર
ગવારાનો મહોલ્લો, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ: પ્રત ૨૫૦ : ઈ. સ. ૧૯૨૯.